# ભાટીઆ મિત્ર મંડલમાં

અપાયલા વ્યાખ્યાન.



# "લગ્ન."

વ્યાખ્યાન ૬ ઠું.

ભાષણકાર—પુરૂષોત્તમ જીવણદાસ અંજારિયા.

ભાટીઆ ભાઇઓને ભેટ આપવા માટે.

છપાવનાર

સુંદરદાસ ધરમસી.

મુંબઇ:

સંવત ૧૯૫૩. સન ૧૮૯૭.

"આર્ય મુદ્રાલય" માં મુદ્રાંકિત કર્યું.

# પ્રસ્તાવના.



"ભાટીઆ મિત્રમંડલ" ભાટીઆઓની ઉન્નતિનું મુળ છે, તે સ્વજ્ઞાતીની આબાદી વધારવાને પ્રયત્ન કરે છે, કેલવણીનો પ્રસાર કરવા ઉત્સુક છે, ઐક્ય કરવો એતો એનો સિદ્ધાંતજ છે, ત્યારે જે મંડળ જ્ઞાતિ સેવા માટે આટલો પ્રયત્ન કરે છે તે તેના આદરેલા કામમાં શું કામ યશસ્વી નહી નિવડે?

આ મંડલ તરફથી હમેશ સારાં વ્યાખ્યાનો અપાય છે, અને તે વ્યાખ્યાનો જાહેરમાં મેલાયતો તેથી જ્ઞાતિને વિશેષ લાભ થાય એમ છે. તેજ ધારણાથી આ "લગ્ન" સંબંધી વ્યાખ્યાન પાવ્યું છે.

મંડળ તરફથી આજ દીન સુધી અપાયલ વ્યાખ્યાનો નીચે પ્રમાણે છે અને તે સર્વ છપાઇ ગયા છે.

| | |
|---|---|
| (૧ લું) ભાઈ દામોદર રવજી તરફથી. "મંડલનો હેતુ અને ફરજો" | સંવત ૧૯૫૩ના ભાટીઆપ્રકાશ. અંક ૧ તથા ૪-૫-૬-૭. માં છપાઈ ગયું છે. |

(૨ જું) ભાઇ રણછોડદાસ વસનજી તરફથી.
"આપણી જ્ઞાતિની અતિ ખરચાલુ સંસાર વ્યવહારીક રીતો અને તેથી ગરીબ તેમજ મધ્યમ સ્થીતિના ભાઇઓને થતા ગેર ફાયદા."
(૩ જું) ભાઇ હીરજી ટોપણ તરફથી.
"ભાટીઆઓની હાલની સ્થિતી ઉપર અવલોકન"
(૪ થું) ભાઇ પુરશોતમ જીવણદાસ અંજારીઆ તરફથી.
"સ્ત્રી કેળવણી."

આ ભાષણો જુદાં પુસ્તક રૂપે છપાયાં છે.

(૫ મુ) ભાઇ દામોદર રવજી તરફથી.
"આપણી જરૂરીઆતો"

૧૯૫૩ ના ભાટીઆ પ્રકાશના અંક ૮-૯-૧૦ માં છપાઇ ગયું છે.

હવે જે ભાઇઓને એ વ્યાખ્યાનો સંગ્રહ કરવાની ઇચ્છા હોય તેમને ઉપર લખ્યા પુસ્તક તથા ભાટીઆ પ્રકાશ ચોપાન્યા માંથી મલી શકશે.

આ પુસ્તક ભાટીઆ ભાઇઓને ભેટ આપવા માટે છપાવવામાં આવ્યું છે તે "ભાટીઆ મિત્રમંડળ"ના મકાન માંથી તથા "દી. લખમીદાસની કું" માંથી મંગાવેથી મલી શકશે.

D.

૬૬૧૪

## વ્યાખ્યાન ૬ ઠું.

### વ્યાખ્યાનકાર—બાઇ પુરૂષોત્તમ જીવણદાસ અંજારિઆ.

## વિષય—"લગ્ન."

**પ્રમુખ અને પ્રિય સહબંધુઓ.**

તમારી આગળ આવવાની હું બીજીવાર તક હાથ ધરૂં છું. અને આ પ્રસંગે લગ્ન આ વિષય ઉપર મારા વિચાર દર્શાવીશ ચેતન સૃષ્ટિમાં મનુષ્ય-પ્રાણી સઉથી ઉંચી પદવી ધરાવે છે. આપણાં ધર્મશાસ્ત્ર પ્રમાણે જે ચાર આશ્રમ કહેલ છે તેમાંપણ બીજો આશ્રમ જે ગૃહસ્થાશ્રમ તે ઘણો મહત્વનો છે, આ આશ્રમ મનુષ્યને સુખકારક થવો અથવા ન થવો એનો મુખ્ય આધાર લગ્ન ઉપર છે. શું આ વિષય ગહન અને વિચાર કરવા જોગ નથી? શું આ વિષયની સારી પેઠે મિમાંસા ઉપરજ સમાજની ઉન્નતિ સંપૂર્ણ રીતે આધાર રાખતી નથી? બે મળીને એકત્ર થવું એ શું મોટી મુસ્કેલિની વાત નથી? આપણા સમાજની હીનાવસ્થા તથા ચરિત્રહીનતાનું મોટું કારણ આ સાધનમાં અસિદ્ધીજ છે. આ વાત કોઇપણ સખ્સ અસ્વીકાર કરશે નહી. આટલું છતાં આપણો સમાજ આ વિષયમાં ઘણો બેદરકાર

જોવામાં આવે છે. "કયાં ઉપાય યોજવાથી પતિ અને સ્વામિનું એકીકરણ થઇ શકે" ? આ મુશ્કેલ પ્રશ્નની મિમાંસા ઉપર આપણો ઉદય તથા કલ્યાણનો આધાર રહે છે. આવા મહત્વના વિષય ઉપર વિવેચન કરવું ઉચિત હોવાથી તે ઉપર હું યથાશક્તિ વિવેચન કરૂંછું.

લગ્ન આ શબ્દ સંસ્કૃત લગ્ એટલે જોડવવું એ ધાતુ ઉપરથી થયો છે. આપણામાં લગન કહે છે તે આ લગ્ન શબ્દનો અપભ્રંશ છે. તેમજ લગનને વિવાહ પણ કહે છે. વી એટલે પરસ્પર ને વહ એટલે લેવું એ ઉપરથી વિવાહ શબ્દ થયો તેમજ "પરી" એટલે એક પછી એક અથવા એકેક જણે ને "ણી" એટલે લેવું એ ઉપરથી પરિણય એટલે પરણવું આ લગ્નનો પર્યાય શબ્દ થયો. પાણીગ્રહણ એટલે હાથ લેવો. કન્યા જે માબાપની હતી તેનો હાથ પકડી પોતાની કરવી. હસ્તમેલાપક એટલે વર કન્યાએ એકમેકના હાથ મેળવવા–એક છઇએ એમ નકી કરવું. લગ્ન કરવું, વીવાહ કરવો, પરણવું, પાણી ગ્રહણ કરવું, હસ્તમેલાપક કરવો એ સઘળા શબ્દ બેનાં એક થઇ અને બંને સાથે રહી સંસાર માંડવા માટે છે.

શરીર સંપત્તીનું રક્ષણ કરવું એ સર્વ સુખનું સાધન છે. અને એ વિષય ઉપર સુધરેલા દેશના માણુસો ધ્યાન આપતા થાય છે એ એક સંતોષકારક વાત છે. શરીરનો વ્યાપાર સારી રીતે ચલાવવો, શરીર નિરોગી થાય અથવા રોગીષ્ટ થાય, અને શરીર તથા મનની સ્થિતી જે સાધનોથી પ્રસન્ન રહે છે તે સાધનો ઇત્યાદી વીષયોમાં વિવાહ અતી નિકટ સંબંધ ધરાવે છે

સ્ત્રી પુરૂષે હમેશા પરસ્પર પ્રિતીથી વર્તવું-સંતતી ઉત્પન્ન થાય તેનું સંગોપન સારી રીતે કરવું-તેઓને વીદ્યાદાન આપવું તેઓમાં સદ્દગુણોની પ્રવૃત્તી કરવી-આખી ઉમર સુધી આ સંસાર રૂપી ગાડું સુરક્ષીત ચલાવવા એક બીજાને મદદ કરવી આ સર્વ આચરણો સિદ્ધ કરવાનાં જે સોગન લેવા તેનું નામ વિવાહ છે. યોગ્ય કાલે વિવાહનું બંધન અત્યંત શુભજનક તથા સુખદાયક છે તે બુદ્ધીવૃત્તી તથા ધર્મપ્રવૃત્તીથી સ્થાપીત થાય છે. જ્યારે પર-મેશ્વરે માણસને આ શુભદાયક વૃત્તીઓ આપી છે ત્યારે મનુષ્યે વિવાહ સંબંધથી સંયુક્ત થઇને સંસારાશ્રમ ચલાવવો તથા તેના નિયમો પાળવા એ ઉચીત છે. વિવાહ બંધન એટલે આખી ઉમર સુધી સ્ત્રી પુરૂષે એકત્ર રેહવું. કહેલું છે કેઃ—

। अन्योन्यस्या व्यभीचारो भवेदामरणान्तिकः ।

। एष धर्मः समासेनज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १ ॥

મરતાં સુધી સ્ત્રી પુરૂષે એક બીજાથી જુદું ન રહેવું એ સ્ત્રી પુરૂષનો ટુંકામાં પરસ્પર ધર્મ જાણવો, વિવાહની રીતી પ્રાચી-ન તથા અર્વાચીન સર્વ જ્ઞાતીઓમાં પ્રચલીત છે મનુષ્ય જન્મથી મરણ સુધી જે જે સંબંધ લગાડે છે, તેમાં વિવાહ સંબંધ ઘણોજ મહત્વનો છે. તે ઉપર પોતાનાજ સુખનો આધાર રહેલો છે એમ નથી, પણ તે ઉપર બીજાઓનાં સુખનોભી આધાર રહે છે યોગ્ય કાલે ને યોગ્ય અવસ્થામાં વિવાહની આવશ્યકતા સુધ-રેલા સર્વ દેશના માણુસો કબુલ કરશે.

અડચણુ પ્રસંગે વિવાહીત સ્ત્રી પુરૂપ એકમેકને પ્રાણ પ્રમાણે ઉપયોગી પડે છે. તેથી તેઓનાં દુઃખની અસર ઓછી થઇ, તેઓની આયુષ્યવૃદ્ધી થાય છે. નિતીમાર્ગથી વર્તવું અને એકત્ર રહેવું એનું આદી કારણુ વિવાહ છે. તે સદ્ગુણુ અને સ્વદેશાભિમાનનું જીવન છે. કુટુંબો એ વિવાહનું ફલ છે. વિવાહ વિધી યોગ્ય રિતીથી પાળવાથીજ પ્રજાની આરોગ્યતા—બળ—અને બુદ્ધિ વિકાસ પામે છે. અને એજ પ્રજાને મ્હોટપણામાં—સુકીર્તીમાં અને ઉન્નતીમાં લાવવાનું મુખ્ય કારણુ છે. સ્ત્રી વિના પુરૂપ અડધો છે અને પુરૂપ વિના સ્ત્રી અડધી છે. તેઓનું સંમિલન થયાથીજ તેઓનાં સઘલા ભાવ એકત્ર થાય છે. તેઓ એકબીજાને સહાય કરનાર અને સુખ વધારનાર છે. સ્ત્રીનો સંપૂર્ણરીતે ત્યાગ કરી વનવાસી થવાનો જેઓ ઉપદેશ આપે છે તેઓ ઇશ્વર નિર્મીત સ્વાભાવીક નિયમોનાં વિરોધી છે. આવા ઉપદેશથી જન મંડળની હાની થાય છે. કેવળ સંતાનોત્પતીજ વિવાહનો ઉદ્દેશ નથી. મનુષ્ય વિવાહ સંબંધથી આજન્મ સુધીનો મિત્ર મેળવે છે, અને તેની સાથે આખી ઉમર સુધી સ્વાભાવીક રીતે બદ્ધ થઇ રહે છે. એ સ્વાભાવીક નિયમનો જે અતિક્રમ કરે તે દુઃખી અને સ્ત્રી પ્રત્યે અન્યાયી થાય છે. કોઇ એમ સંદેહ લેશે કે સ્ત્રીની સાથે ચિરજીવન રહેવું જો સ્વાભાવિક અને ઇશ્વરાભિપ્રેત છે. તો ઘણા માણસો સ્ત્રીથી વિચ્છેદ કેમ ઇચ્છે છે. અને વિચ્છેદ થયાથી પોતાને સુખી કેમ ગણે છે? આનું નિવારણ એજ છે કે જે માણસો આવી ઇચ્છા ધારણુ કરે છે તેઓનો ખરો વિવાહ થયો નથી—અને લગ્ન એટલે શું તે તેઓ બિલકુલ સમજતા નથી.

આપણા ધર્મશાસ્ત્રકારોએ માણસનું જીવન ચાર ભાગોમાં વેંહેચેલું છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સંન્યાસ આ ચાર આશ્રમમાં ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠત્વ આપ્યું છે. મનુસ્મૃતિમાં કહેલું છે કે જેમ વાયુના આધારે સર્વ પ્રાણી જીવતાં રહે છે તેમ ગૃહસ્થાશ્રમને આશ્રયે બીજા સઘળા આશ્રમ છે. કારણકે બીજા ત્રણ આશ્રમ હમેશાં ગૃહસ્થાશ્રમને આધારે છે. ગૃહસ્થાશ્રમનો મુળ પાયો ઇંદ્રિયસંયમન છે આ આશ્રમ પોતાનાં સુખને માટે નથી! ભોગવિલાસને માટે નથી! પોતાના ગૌરવને માટે નથી! પણ પરોપકારને માટે ને પોતાના ગ્નાતી તથા સ્વદેશબાંધવોનાં સુખાર્થે છે. આ આશ્રમમાં પ્રવેશ કરવાનું દ્વાર આપણા ધર્મ શાસ્ત્ર પ્રમાણે લગ્ન છે. હિંદુ લગ્નનો ઉદ્દેશ ધર્મચર્યા અને પરોપકાર છે. લગ્નનો ગૌણ ભાવ એ છે કે ઇશ્વર નિર્મીત પ્રવાહની રક્ષા થાય, મધ્યમભાવ એ છે કે બંને અંતઃકરણોનું પ્રીતી તથા સદ્ભાવથી એકીકરણ કરે, અને ઉચ્ચ ભાવ એ છે કે બંનેનું એકીકરણ થઇ એક બીજાનાં સુખને અર્થે પોતાનો સ્વાર્થ તજવાનું શિક્ષણ આપે અને એથી પોતાના લાભેનું ભોગ આપી સ્વજ્ઞાતિબાંધવ તથા દેશબાંધવનાં સુખ અને ભલાને માટે પ્રયત્ન કરવાને મનને ઉત્તેજન આપે.

"આવા જેના ઉદ્દેશ છે તે સુખદાઇ લગ્ન કરવું નહી એમ કોણ કેહશે"? એમ કહી દરેક જણે લગન કરવું ઉચીત નથી. કારણ કે દરેક જણે લગન કરવા અગાઉ તે કરવાને પોતે લાયક છે કે નહી તે જોવું જોઇએ પણ હાલ તે ઉપર કોઇપણ ધ્યાન

આપતો જણાતો નથી. આપણે જોયું તો કંગાળ સ્થિતીનાં મા ણસો પણ લગ્ન કરવામાં પછાત પડતા નથી. રસ્તામાં રખડતા ભિક્ષુક જેઓને પોતાના ગુજરાન સારૂ સવારથી સાંજ સુધી દર- વાજે દરવાજે ભટકવું પડે છે, જેઓને શરીર ઢાંકવા સારૂ પુરતૂ વસ્ત્ર હોતું નથી, જેઓને સુવા સારૂ રાત્રીના સમયે વૃક્ષાદીકની છાયા તળે આસરો લેવો પડે છે. એવી કંગાળ સ્થિતીનાં માણ- સો પણ લગન કરવામાં જરાએ અચકાતા નથી હમેશ આપણની નજરે પડે છે કે પોતાનાં ગુજરાન સારૂ રસ્તામાં ભટકતી કંગાળ સ્થિતીની સ્ત્રિઓ પાંચ સાત નાના મોટાં છોકરાઓ સાથે લઇ ભીખ માગતી ફરે છે. એક બાળક ખોળામાં હોય છે તો બીજો પીઠ ઉપર બાંધેલ હોય છે, ત્રીજો કેડમાં તો ચોથો ખાંધ ઉપર બેઠેલો હોય છે. ને પાંચમો પોતાની માનો હાથ પકડી ચાલે છે. અરેરે ! ! શું આ દુર્દશા ! ! ! જેને પોતાનું પેટ ભરવું મુશ્કેલ પડે છે, જેને પોતાના જીવીત્વની નીશ્ચયતા નથી. તે કીઆ ઉદ્દેશથી? કીઆ સાહસથી? ને કીયા લોભથી વિવાહ કરે છે? તે કંઇ જણાતું નથી.

આવા મૂર્ખ મનુષ્યો લગ્ન કરી પોતાની, પોતાના બાળકોની તથા દેશની હાની કરે છે. કારણ કે અર્થશાસ્ત્રનાં નીયમાનુસાર માણસ જેટલા સુધી પોતાનું-પોતાની સ્ત્રીનુ-તથા પોતાની ભવી- ષ્યમાં થનાર પ્રજાનું પોષણ કરી શકે નહી તેટલાસુધી પરણવાને લાયક નથી. અને જો કદાચ પરણે તો પોતાને તથા કુટુંબને દરિ- દ્રી અવસ્થામાં મુકે છે અને તેથી કરી દેશની દરીદ્રી અવસ્થામાં

વધારો કરવા સાધનભૂત થઇ પડે છે. સુધરેલા દેશની સ્થિતીનું અવલોકન કરીશું તો કેટલાએક વિદ્વાન તથા ધનવાન તરૂણ પુરૂષો અવિવાહીત મળી આવે છે. એનું કારણ એટલુંજ છે કે લગ્નરૂપી શૃંખલાથી બંધાયાથી પુષ્કળ અડચણો સહન કરવી પડે છે, તો જ્યાં સુધી તે અડચણોમાથી પસાર થવાની શકતી નથી, ત્યાં સુધી લગ્ન કરવું તેઓ કર્તવ્ય સમજતા નથી માટે વિદ્યા સંપાદન કરો સંપત્તી સંગ્રહ કરો, પોતાનું નિર્વાહ ચલાવવાનાં સાધનો મેળવો, એટલુંજ નહીં પણ પોતાને તથા પોતાના ભાવી કુટુંબને સુખી હાલતમાં રાખી શકો, તથા તેઓને સુશિક્ષણ આપી શકો એ-ટલી તમારામાં જ્યારે શક્તિ આવે ત્યારેજ વિવાહ કરો, નહીં તો લોક રિવાજ સારૂ વિવાહ કરી અબળાઓને ચીરકાળને માટે દુઃખસાગરમાં ડુબાવી તમારા પોતીકા અન્યાયના બદલામાં ગરીબ બિચારી સ્ત્રીઓને શિક્ષા ના કરો !!

શું તમે આ અપરાધ નાનો સમજો છો? નહીંજ !! ખરેખર નહીં !! આ જગતમાં જેટલા મોટામાં મોટા અન્યાય છે તેમાં આ મુખ્ય છે. એ અનેક પ્રકારનાં બીજા અન્યાયોનું મૂળ બને છે. એક અબલા ચિરકાલ અન્નકષ્ટથી આપત્તી ભોગવે પુત્ર, કન્યા અન્નનાં અભાવથી રસ્તામાં રખડે, સ્વજીવરક્ષા તથા કુટુંબ પોષણ કરવા સારૂ નાના પ્રકારનાં લોભ પાશમાં સપડાઇ જઇ દુસ્કર્મો કરવાને પ્રવૃત થવું એનાં કરતાં બીજો ક્યો મહાંપરાધ છે? એથી કેવળ વિવાહીતનેંજ નુકસાન પોંહચે છે એમ નથી પરંતુ જનમંડળનુંબી અનિષ્ટ થાય છે. તેઓના છોકરાંબી કંગાલ સ્થીતીમાંજ રહે છે. કારણ તેઓ શિક્ષણનાં અભાવને લીધે

ભીખ માંગવા શિવાય બીજો કોઇ પણ ઉદ્યોગ પકડી શકતા નથી અને તેથીકરી દરિદ્રીઓની સંખ્યામાં વધારો થતો જાય છે. અને એટલામાટેજ આવા લગ્ન અનિષ્ટકારક હોવાથી અયોગ્ય છે.

આપણાં ધર્મશાસ્ત્રકારોએ આ બાબતો ધ્યાનમાં લઈ નેંજ ઠરાવેલું જણાય છે કે પ્રથમ બ્રમ્હચર્યવ્રત પાળી માણસે વિદ્યા તથા જ્ઞાન સંપાદન કરવું અને બુદ્ધીમાન થઇનેજ સંસારનાં સઘળા વિષય જાણી પછી લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. બ્રમ્હચર્ય અવસ્થા પુર્ણ રીતે અનુભવ્યા વગર લગ્ન કરવું એ યુક્ત નથી પોતાની અવસ્થા ઉપર વિચાર કરી નેં લગ્ન કરવાનું કોઇ નિષેધ કરતો નથી. જેઓની અવસ્થા અનુકુળ નથી તેઓએ આકસ્મિક જન સંપ્રદાયનાં પ્રવાહમાં તણાઇ જવું ન જોઇએ આપણાં કેટલાએક જ્ઞાતી બંધુ લગ્ન થયા પછી મસ્કત જંગબાર વિગેરે દૂરદેશોમાં વર્ષના વર્ષો સુધી ગુજારે છે અને તેઓની તરૂણ યુવતીઓ પતીવિયોગમાં દહાડા કાઢી ખરાબ સંગતને લીધે ખરાબ રસ્તા ઉપર ઉતરી પડે છે. શું આવા પુરૂષોએ વિવાહ કરવો યોગ્ય છે? યાતો તેઓએ પરણવુંજ નહીં અથવા પોતાની વધુને પોતા સાથે લઇ જવી પણ જાણવા પ્રમાણે હમણાં હમણાં કેટલાક ભાઇઓ પોતાની વધુઓને લઇ જાય છે. એ એક સંતોષકારક વાત છે. તેઓનાં બાલકોને છેટે હોવાથી જે શિક્ષણ મળવું જોઇએ તે મળતું નથી અને તેથી કરી તેઓ રખડતા થાય છે, અને નિરૂદ્યોગી તથ આળસુ થઈ તેઓ પોતાનાં તથા દેશનાં શત્રૂ બને છે.

સ્ત્રી પુરૂષને યોગ્ય સ્થીતીએ લગન કરવું ઉચીત છે. પણ અવિવાહીત રહ્યાથી પોતાનાં જ્ઞાતીનું તથા દેશનું ભલું થાય એવા કોઇ કામ કરી શકે એવી જો તેની સમજ હોય તો તેણે અવિવાહીત રેહવું યોગ્ય છે. એવી રીતે અવિવાહીત રહી ઘણાંક સ્ત્રી પુરૂષોએ જગતનું કલ્યાણ કર્યું છે.

અસાધ્ય રોગ ગ્રસ્ત સ્ત્રી પુરૂશોએ લગન કરવું ઉચીત નથી. કારણ કે તેઓનાં વિવાહથી ઉત્પન્ન થતી પ્રજા નિર્બળ અને રોગી થાય છે સર્વે ભાઇઓ જાણતા હશેજ કે ક્ષય, કોડ, હિસ્ટીરીઆ, વિગેરે રોગો કોઇ વંશમાં એકવાર પ્રવિષ્ટ થવાથી તેઓ પીઢી જાદ થઈ બને છે. ઘણાંક માણસોની હાથ પગની આંગળીઓ વધારે અથવા ઓછી જોવામાં આવે છે. તેઓનાં છોકરાઓ એવીજ અંગ વિચિત્રતા ધરાવતા થાય છે. માબાપનાં વિષય પ્રમાણે તેઓનાં શારીરીક તથા માનસીક દોશોનાં અને રોગોનાં છોકરા ઘણું કરી અધીકારી થાય છે.

વૈદક શાસ્ત્ર ઉપર નજર દેશું તો જણાઇ આવશે કે પોતાનાં કુગર્ની પાસેના કેઇ વંશમાં લગન કરવું ઉચીત નથી. ભાઇઓ, તમોને યાદ હશેજ કે થોડા મહીના અગાઉ જામે જમશેદ વીગેરે વર્તમાનપત્રોમાં આ બાબત વિશે ચર્ચા ચાલી હતી. અને એક લેખકે એવી સુચના કરી હતી કે જેમ દક્ષણી લોકોમાં મામાની છોકરી પરણવાનો રીવાજ છે તેમ આપણામાં ચાલુ કરવાથી જેટલા હાલ આપણામાં અવિવાહીત રહે છે તેટલા નહીરહે પણ એ રીવાજ વૈદક શાસ્ત્રાધારે અયોગ્ય છે. પરસ્પર નજદીકનો સંબંધ ધરાવનાર વધુ વરે વિવાહ કરવાથી ઉત્તમ રીતે

વંશોન્નતી થવાનો અસંભવ રહે છે. કારણુ કે તેઓ એકજ કુ-ળનાં હોવાથી તેઓનાં સઘળા મુળથી જે પ્રકૃતી દોષ હોય છે તે તેઓનાં છોકરાઓમાં વંશ પરંપરા ઉતરે છે. અને તેઓના દોષ કદી પણુ દુર થાય નહીં. માટે જેટલા સુધી બને તેટલા સુધી વધુ વરોનાં કુલોનો આગળનો પરસ્પર સંબંધ ઓછો જોઇએ.

શારીર શાસ્ત્રાનુધારે વૈજાત્ય વિવાહની રીતી પસંદ કરવા જોગ છે પણુ હાલ એ આપણામાં ચાલુ થાય એ અસંભવીત છે· તથાપી આપણુંથી હાલ બનવા જોગ એક વાત છે. થોડાં વર્ષો અગાઉ આપણુથી જુદા પડેલ આપણું જેસલમીરનાં ભાટીઆ ભાઇઓ સાથે જો આપણે શરીર સંબંધ ચાલુ કરીએ તો અલબત વૈજાત્ય વિવાહથી થતા સઘળા તો નહીજ પણુ થોડાક લાભો આપણે મેલવી શકશું અને વળી આપણુંમાં જે હાલ કન્યાઓની અછત છે તે પણુ કેટલેક અંશે દુર થશે. આ ઉપ-યુક્ત અને ગંભીર બાબત જલદી ઉપાડી લેવીએ ગ્નાતીનાં શુભ ચીંતકોની ફરજ છે.

જેવી રીતે એક જમીનમાં પુનઃ પુનઃ એકજ અનાજ વાવ્યાથી અનાજની ઉપજ સારી થતી નથી, તેમજ સમ કુળમાં ઉત્પન્ન થયેલ માણુસોનો વિવાહ કર્યાથી તે કુળમાં ઘણુંક દોષ સ્થાઇ થઇ રહે છે. તેઓની પ્રજા દાહડે દાહડે અશક્ત અને નિર્વીર્ય થઈ ધીરે ધીરે તેઓના વંશનો લોપ થવા શરૂઆત થાય છે. આપણાં ધર્મશાસ્ત્રમાંબી સમ કુળમાં પરસ્પર વિવાહ નિશેધ કરેલ છે. કહેલું છે કેઃ—

॥ असपिण्डाच या मातु रसगोत्राच या पितुः ॥
साप्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ १ ॥

અર્થ—જે કન્યા વરના મોસાલની તરફથી સપીંડ ન હોય એટલે માના કુલના સંબંધમાં પાંચ પેઢીની અંદર ન હોય અને માતાની તરફથી એક ગોત્રમાંની ન હોય તથા પિતાના ગોત્રમાં અને પિતાનાં સપિંડમાં ન હોય એટલે પિતૃકુળ સંબંધમાં સાત પુરૂષની અંદર ન હોય એવી કન્યા બ્રામ્હણ ક્ષત્રીય અને વૈશ્યને વિવાહ કર્મમાં પ્રશસ્ત છે.

ભાઇઓ તમને યાદ હશે કે આગળ હું કહી ગયો છું કે યોગ્ય કાળે લગ્ન કરવાની આવશ્યકતા છે. હવે આ યોગ્ય કાળ કીયો તે ઉપર વિચાર કરિશું આજ દિવસ સુધી આ બાબત ઉપર આપણાં ભારત દેશમાં ઘણી ચર્ચા થતી આવે છે. પણ હજી સુધી કુમાર કુમારીઓનાં લગ્ન કાલ વિશે કોઇ પણ નિશ્ચીત વિચાર ઉપર આવ્યા નથી. તોપણ સંમતીવયનું બીલ પસાર થતી વખત આ વીષય ઉપર ઘણી ચર્ચા ચાલી શેવટે સરકારે સંમતી વયની યાદ ૧૨ વરસની ઠરાવી છે.

જુદા જુદા દેશમાં વિવાહ યોગ્ય કાળ વિશે જુદી જુદી વ્યવસ્થાઓ છે. પણ તે સઘળામાં જર્મની દેશમાં આ બાબત એક ઉત્તમ નીયમ ચાલે છે. ત્યાં પુરૂષની ૨૫ અને સ્ત્રીની ૧૮ વર્ષની ઉમર ન થઈ હોય તો વિવાહ કરવાનો અધિકાર મળતો નથી. અને જેઓ લગ્ન કરવાની ઇચ્છા કરે છે તેઓને સ્ત્રી કુટુંબને પાળવાનું સામર્થ્ય અને સાધનો છે કે નહીં તે પ્રીસ્ટ સરકાર તથા

ધર્માચાર્યને ખાતરી આપવી પડે છે. આ નિયમ પ્રચલીત હોવાથી એ એક તેઓની ઉન્નતી થવાનું મોટું કારણ થઇ પડયું છે. કેટલાએક સ્વાભાવીક કારણોને લીધે ઉપર જણાવેલ જર્મનીમાં ચાલતી લગ્ન યોગ્ય કાળની ઇયત્તા આપણને માફક આવશે કે નહી? આ બાબત ઉપર જે અનેક વિદ્વાન ગૃહસ્થોનાં મત છે તે નિચે મુજબ:—

**ડાકટર વાટ. એમ. ડી:**—"મારો અભિપ્રાય એવો છે કે હીંદુ સ્ત્રીઓની ૧૬ વર્ષની વય પછી લગ્ન કરવું તે પેહલાં કરવું યોગ્ય નથી."

**ડાકટર સ્મીથ**—"સોળ વર્ષની પેહલાં બાલીકાનો શારીરીક અને માનસીક વિકાસ થતો નથી. ગર્ભધારણ અને પ્રસવનાં અવયવ મજબુત તથા ઉત્તમ રીતે વિકસીત થતા નથી."

**ડાકટર આત્મારામ પાંડુરંગ:**—"રૂતુમતી થયાથી એવું સમજવું યોગ્ય નથી કે તે કન્યાની વિવાહ યોગ્ય ઉમર થઈ કારણ કે એ વેળાએ ગર્ભધારણ અને પ્રસવનાં અવયવો સારી પેઠે ખીલતા નથી. અથવા સંતાન પ્રતી પાળનનાં ઉપયોગી માનસીક શક્તિનો વિકાસ થતો નથી. ત્યારે બાલીકાની લગ્ન કરવા લાયક ઉમ્મર કઈ છે એ પ્રશ્નનાં ઉતરમાં નિ:સંશય કહી શકાય છે કે તે ૨૦ વર્ષની છે આમ કેહવાનું શરીર તત્વ વિષયક મોટામાં મોટું કારણ છે. ૨૦ વર્ષની ઉમરે લગ્ન થયાથી પ્રસવ વેદનાં અને મૃત્યુની સંખ્યા ઓછી થઇ જશે."

**પંડીત અને ડાકટર નવીન કૃષ્ણબસુ**—"૧૮ વર્ષ થયા શીવાય આપણી છોકરીઓનો વિવાહ કરવો નહી જોઇએ સંતાન

જન્મ્યાથી શરીરની જે નુકસાની થાય તે ૧૮ વર્ષની આગમજ લગ્ન કર્યાનું ફળ ભોગવવું પડે છે."

ડાકટર ડન્કનઃ—"બાલ્ય વિવાહથી શારીરીક વિકાસનો નાશ થાય છે. તનદુરસ્તી નાશ પામે છે અને સાધારણતઃ પ્રસુતીનું શરીર દુર્બળ થઇ જાય છે. બાળ લગ્નથી ઊપયુકત કાલના પુર્વે પ્રસવ થયાથી પ્રસવ વેદનાં અને પ્રસવ કાર્યના દુઃખ વધે છે."

ડાકટર મહેન્દ્રલાલ સરકાર એમ. ડી.—"સ્રીયો રૂતુમતી થયાથીજ સમજાય છે કે તેમનાં યૌવનનો આરંભ થયો છે. પણ રૂતુમતી થયાથી તનદુરસ્ત છોકરા જન્મે છે એવુ સમજવું એ ઘણું ભુલ ભરેલુ છે. આપણને યાદ રાખવું જોઇએ કે નહાની ઉમરમાં સંતાન પ્રસવ કર્યાથી કેવલ અલ્પ જીવી અને માંદા છોકરાં નિપજે છે એટલુજ નહી પણ માતાની તંનદુરસ્તીનો નાશ થઇ જાય છે. હું પોતે મારા અનુભવથી કહી શકું છું કે બાળ લગનથી અને નાની ઉમરમાં ગર્ભ ધારણ કરવાથી આપણાં દેશની સ્રીઓ નાંના પ્રકારનાં રોગથી આખી ઉમર સુધી પીડાય છે."

એજ ગૃહસ્થ ઇ૦ સ૦ ૧૮૭૧ નાં જુલાઇ મહીનાનાં જર્નલ આફ મેડીસન નામનાં ચોપાનિયામાં એક નિબંધમાં લખે છે કેઃ—"નાની ઉમરમાં લગ્ન કર્યાથી સ્રીઓ નાની ઉમરમાં રૂતુમતી થાય છે. જો નાની ઉમરમાં લગ્ન કરવાની રીત જતી રહે તો તેઓ નાની વયમાં રૂતુમતી થઇ શકે નહી. તેથી જોવામાં આવે છે કે નાની ઊમરમાં લગ્ન કરવાની રીતી નીકલી ગયાથી બાલક બાલકીઓમાં ચરીત્રદોષ નિપજશે એવી આ શંકા

કરવી એ વગર પાયાની છે. યૌવન કાળમાં શારીરીક ચીન્હ દેખાય તોપણુ મનુષ્યના મનમાં યૌવન સુલભ પ્રવૃત્તી પ્રબલ થાય છે એમ નથી. ઉપરની પ્રવૃતીનો વિકાસ નિતી શીક્ષણુ ઉપર વધારે આધાર રાખે છે. અવસ્થાની ગતીને લીધે ધણીક વખતે સ્ત્રી રૂતુમતી થવાનાં ધણાં કાલ પછી અથવા આગમજ યૌવન સુલભ પ્રવૃતી ઊદ્દીપીત થયેલી જેવામાં આવે છે. જે કુમારીઓ ખરાબ સોબતમાં રહે છે તેઓની શારીરીક પ્રવૃત્તી રૂતુમતી થવાની આગમજ વિકાસને પ્રાપ્ત થાય છે. અને જે છોકરીઓ ધાર્મીક માતૃ પીતૃનાં આધીનમાં ધર્મશિક્ષણુ મેલવે છે તેઓમાં રૂતુમતી થયા પછી ધણે કાલે શારીરીક પ્રવૃતિ વિકાસ પામે છે.

**ડાકટર બ્હાદર. એમ. ડી.** :—“ સ્ત્રીઓ નાની ઉમરમાં રૂતુમતી થયાથી તેમના યૌવન કાળનો આરંભ થયો છે એવું સમજવું પણુ તેઓ વિવાહ યોગ્ય થઇ છે એવું સમજવું નહી. પંદર કે સોળ વર્ષની પહેલાં દેશી બાળકીઓની લગ્ન કરવાની ઉમર થતી નથી. અઢાર વર્ષ સુધી અવિવાહીત રાખ્યાથી શરીરનો વધારે વિકાસ થાય છે પ્રસવ વખતનું દુ:ખ ઓછું થાય છે અને વધારે તનદુરસ્ત છોકરાં જન્મે છે.

**ડાકટર તામીજખાન**:—“ યૌવનનાં ચીન્હો દેખાયાથીજ બાળીકાઓનો વિવાહ કરવો ઉચીત છે એવું નથી. ૧૬ વર્ષ પુરાં થયા શીવાય કોઈ રીતે છોકરીઓનો વિવાહ કરવો નહીં જોઇએ. અને જો ૧૬ વર્ષ પછી બાળીકાઓ ગર્ભ ધારણુ કરે તો નિશ્ચય પ્રત્યેક માણુસ અને વંશની ઉન્નતી થઇ શકે.”

ઉપર જણાવેલ વિદ્વાન વૈદક શાસ્ત્રીઓનાં અભિપ્રાયો ઉપરથી જણાઈ આવશે કે સ્ત્રીની વિવાહ યોગ્ય અવસ્થા ૧૬ વર્ષ પછી પ્રાપ્ત થાય છે. તેમજ પુરૂષોની વિવાહ યોગ્ય અવસ્થા ૨૦ થી ૨૨ પછી થાય છે. કારણ માણસની બ્રહ્મચર્ય અવસ્થા તેના આઠ વર્ષ પછી શરૂ થાય છે. અને તે અવસ્થામાં તેણે ઓછામાં ઓછા બાર વર્ષ કાઢવા જોઇએ એમ આપણાં ધર્મ શાસ્ત્ર ઉપર થી જણાઇ આવે છે અને વૈદક શાસ્ત્રથી તેને મળતું છે.

તેમજ લગ્ન સંબંધી જે વધુવરોની ફરજો છે તે બજાવવાનું સામર્થ તેઓ પુખ્ત ઉમરના હશે તોજ બની શકશે. પણ તે ઉપર તો કોઇ ધ્યાન આપતોજ નથી !! ઘણી દીલગીરીની વાત છે કે હજી સુધી આપણામાંથી આ–દુષ્ટ–નાશકારક–બાળ વિવાહની રૂઢી નષ્ટ થઇ નથી !!! ભાટીઆ મહાજનનાં સંવત ૧૯૪૭ નાં રીપોર્ટમાં જણાવ્યું છે કે "આપણી જ્ઞાતીમાં મરણની સંખ્યા મુખ્યત્વે કરી ધાસણી (ક્ષય) રોગથી થતા મરણોની ઘણી મોટી છે અને એ રોગથી ઘણી જુવાન સ્ત્રીઓના અકાળ મૃત્યુ થાય છે એમ કહીએ તો ચાલે. માટે સરવે ભાઇઓની ફરજ છે કે તેમ થવાનું કારણ શોધી કહાડી તેનો ઉપાય તરત કરવો." શું આ બાળ વિવાહનું પરિણામ નથી? શું આ છોકરા છોકરીઓને કુમળી વયે લગ્નરૂપી શૃંખલાથી બાંધી મલકાતા મા બાપોની મુર્ખાતાનું ફલ નથી? ખરેખર આવી રીતે માબાપો જ પોતાના કુમળા નિર્દોષ કુમાર કુમારીઓનું નુકસાન કરવામાં કંઇ પણ વિચાર કરતા નથી! બાળલગ્નથી શું થોડું નુકસા-

ન છે? બાળક બાળકીઓને અપકવ વયે પરણાવી તેઓનાં આખા ભવની માટી કરી નાખે છે! તેઓ પોતાની એક બાજા તરફની ફરજ શું છે તે સમજવા અગાઉ અને તેઓ તે સમજવાનેબી અસમર્થ હોય તેવી સ્થિતીમાં તેઓને લગન બંધનમાં નાખે છે! એ પ્રમાણે કુમળી વયમાં બંદીખાનામાં પડયાથી તેઓ કેવી રીતે પોતાનું તેજ દેખાડી શકે? આવી રીતે બાળકોનાં વિવાહ કરી તેઓ પોતાનાં હાથેજ પોતાની પ્રજા જે તેઓના જ્ઞાતીનાં ઉન્નતાવસ્થાનાં આશાંકુર છે તેઓને વગર વિચારે પોતાની મુર્ખ ઇચ્છાઓ તૃપ્ત કરવા સારૂ મરડી નાંખે છે!!! ધિક્કાર છે એવાં માબાપોને-તેઓ પોતાનાં-છોકરાઓનાં-જ્ઞાતીના અને દેશનાં કટ્ટા શત્રુ છે.

શું તેઓ એમ સમજતા હશે કે નાનપણમાં પરણાવ્યાથી વધુવરો એક બીજાના સહવાસમાં આવી તેઓ વચેની પ્રીતી દૃઢ થશે? એમ જો સમજતા હશે તો તેઓ મોટી ભુલ કરે છે કારણ કે પ્રિતી રૂપ કળી પુખ્ત ઉમરમાંજ ફુલી પ્રફુલ્લીત થાય છે. પ્રાચીન ઇતીહાસના અવલોકનથી જણાઇ આવશે કે તે વખતમાં આપણામાં સ્વયંવરાદીક લગ્નો થતા હતા. તે શું કાચી ઉમરે? નેં અપકવ અવસ્થામાં? નહીંજ પણ પાછળ યવનોનું આ દેશમાં રાજ્ય ચાલુ થયાથી તેઓની ધાસ્તી અને જુલમથી આપણી રીત ભાતોમાં ઘણોજ ફેરફાર થઇ ગયો. અને બાળ લગનની દુષ્ટ રીત તે કાળથી આપણામાં પેઠી તે આજ દીવસ સુધી આપણામાંથી નીકળી નથી! ભાઇઓ!! હમણાંનો વખત જુદો છે. આપણે હાલ રાજ્ય તરફથી નિર્ભય અવસ્થામાં છઇએ! સ્વત

ત્રતાને ચાહનાર આંગ્લદેશીય આપણાં રાજ્યકર્તા છે, તો તે સ્વતંત્રાનો લાભ લઇ પોતાની સામાજીક સ્થિતી સુધારો!!! વ્યાપારાદીકવ્યવહારોમાં જેવું તમારી જ્ઞાતીનું નામ યશમાળાઓ ધારણ કરી અને આગેવાની ભોગવી સુર્ય કીરણવત્ ચળકાર મારે છે તેમજ બીજી બાબતોમાં પોતાની જ્ઞાતીનો પ્રકાશ કરો!!! અને પોતાની જ્ઞાતનું તથા દેશનું ભલું કરો!! દુઃખદાયક અને નાશકારક રીવાજોની શૃંખલા તોડી નાખો!!! તમારી પ્રજા તમારી આભારી થઇ જ્ઞતીનાં ઇતીહસોમાં તમારૂ નામ દીપી નિકળે એવા સત્કૃત્યો કરો!!!

ભાઇઓ!!! વિચાર કરો કે બાળ લગ્નથી કેટલા નુકસાન થાય છે? બાળકોનો વિદ્યાભ્યાસ અટકી બંધ થાય છે. અને તેઓની માનસીક ઉન્નતામાં હરકત ઉત્પન્ન થાય છે. તેઓ ખરાબ સોબતમાં પડી નાના પ્રકારનાં દુર્ગુણોનાં પોષક બને છે. તેઓનો અપક્વ વયે સંયોગ થયાથી નિસ્તેજ અને દુર્બળ થાય છે, અને તેઓની પ્રજા પણ તેવીજ નિરજીવ થાય છે, ને અકાળ મૃત્યુનાં સપાટામાં આવી જાય છે. તેઓએ પુરતું જ્ઞાન ન મેળવેલું હોવાથી તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકતા નથી જેથી કરી તેઓ નિકૃષ્ટાવસ્થામાં સડયાજ કરે છે. આ રીતે બાળ લગ્ન અનેક દુષ્ટ પરિણામોનું મુળ બને છે આ વિષય ઉપર ઘણું બોલાઇ ગયુ છે, ને એ વિષયની ચર્ચા ઘણા વખતથી ચાલે છે તો પણ આ વિષય ઊપર જેટલું બોલશું તેટલું થોડુંજ છે. માટે આ વિષય ઉપર જાજું વિવેચન કરી તમોને કંટાલો આપવા હું ઇચ્છતો નથી.

જે મનુષ્યો વૃદ્ધાવસ્થામા પરણીને લહાવો લેછે તે ઉપર હવે આપણે વિચાર ચલાવીશું વૃદ્ધ મનુષ્યો પોતાની અયોગ્ય ઊમરે પરણ્યાથી ઘણાં દુષ્ટ પરિણામોનાં કારણ થાય છે. તેઓ નાની કુમળી કુમારીઓને પરણી તેઓનો આખો ભવ બગાડે છે. જ્યારે તે બિચારી બાલીકા પોતાની જવાનીમાં આવે છે ત્યારે તો બુઢા કાકા જે તેનાં પિતામહ શોભે તે મહા નિદ્રાવશ થવાની તૈયારી કરે છે!! તે ગરીબ ગાય જેવી બાલીકા, પતી એ ટલે શું? સ્રી એટલે શું? એટલુ સુદ્ધાં જાણવાને અશક્ત હોય તે તે વખતે વિધવારૂપ દુઃખી અવસ્થામાં આવી પડે છે!! શું આ નિર્દયતાનો નમુનો નથી? શું એ કૃત્યો માનવ જાતને શરમાવનારા નથી? અરેરે!!! કંઇ પણ તે બાળકીઓ સારૂ દયા લાવો! અને માત્ર તેઓની ખાતર વૃધ્ધ અવસ્થામાં પરણતા અટકો! વૃદ્ધ અવસ્થામાં લગ્ન કરી શા વાસ્તે વ્યભિચારને ઉતેજન આપો છો? વ્યભિચાર, ગર્ભપાત, કન્યાવિક્રય, બાળહત્યા, વગેરે દોષોનું આદી કારણ વૃદ્ધ ઉમરે કરેલા લગ્નો છે. વૃદ્ધાવસ્થામાં પરણી એક તો પૈસાની ખરાબી કરો છો અને બીજા અનેક દુષ્ટ પરિણામોનાં કારણ બનો છો. આવી રીતે લગ્નો કર્યાથી જે તરૂણ કુમારો લગ્ન કરવાને યોગ્ય છે તેઓને કન્યાઓ મળતી નથી અને દીવસે દીવસ આપણી જ્ઞાત ઘસાતી જાય છે.

તેવીજ રીતે એકજ ધણી બે બે ત્રણ ત્રણ વાર પરણ્યાથી કન્યાઓની અછત થાય છે. આપણામાં કેટલાએક તો એક જીવતી છતાં બીજી પરણે છે. એ શું અન્યાયને ધીક્કાર પાત્ર નથી? આવા દાખલા શ્રીમંત વર્ગમાં ઘણાં બને છે. બાઇઓ! તમે સુક્ષ્મ નજરથી વિચાર કરી જોશો તો આપણી જ્ઞાતીને ખરાબ સ્થિતીમાં

લાવી મુકનાર કઢંગી અને જુલમી રીતીઓ સુરૂ કરનાર—અને ગરીબ વર્ગ તરફ બેદરકાર રેહનાર શ્રીમંત વર્ગ છે. તેઓને પોતાનાં પૈસાનાં મદમાં કંઇ દિસતુ નથી. તેઓથી કદી પણ આપણું ભલું થનાર નથી. તેઓપોતાની માન મેળવવાની ઇચ્છાઓ તૃપ્ત કરવા સારૂ પૈસા ઉડાવશે અને નવીન રીતીઓ દાખલ કરશે, પણ તેઓનું જોઇ સાધારણ વર્ગે તેઓની પાછળ મુર્ખતાનાં પ્રવાહમાં તણાઇ જઇ તેઓની રીતીઓ સ્વીકારવી ન જોઇએ. તેઓ તમારૂં કંઇ પણ ભલું કરી શકનાર નથી, પણ ઉલટું તેઓનાં લાભોમાં તમારૂં નુકશાન સમાયેલું છે. એ તમોએ નક્કી સમજવું જોઇએ. માટે સાધારણ વર્ગનાં માણસોએ દૃઢ નિશ્ચય કરી આવા દુષ્ટ રીવાજો દાખલ ન થાય તેની સંભાળ રાખવી જોઇએ.

કન્યા વિક્રયને ઉતેજનબી શ્રીમંત વર્ગ તરફથીજ મળે છે. કેટલાએક નીચ લોકો ધન લોભથી દાંત પડેલા અને સફેદ વાળવાલા વૃદ્ધ વરને પોતાની કોમલ કન્યાઓ વગર વિચારે અને અચકાયા વગર પરણાવી આપે છે તેઓ પોતાની કન્યાને અલ્પ કાળમાં પ્રાપ્ત થનાર વિધવાવસ્થા અને અનેક જાતનાં કષ્ટો વિશે કંઇ પણ વિચાર કરતા નથી. તેમજ તે વૃદ્ધ વરબી બાલીકા સાથે વિવાહ કરવામાં સંકોચાતો યા શરમાતો નથી. તેઓ બન્ને પોતાનો સ્વાર્થ સાધવાને માટે પરીણામનું વીચાર કરતા નથી. આવી રીતે કન્યા વિક્રય કરનાર પિતાઓ ધારે છે કે યદ્યપી જમાઇ મોટો થયો છે, અને થોડા વખતમાં પોતાની કન્યા વિધવાવસ્થામાં આવી પડશે તોપણ તેની પાસે પૈસો હોવાથી ખાવા પીવાનું હોવાથી અને પેહરવા ઓઢવા હોવાથી કંઇ પણ દુઃખ પડશે નહી.

તે દુષ્ટ પોતાની કન્યા જાણે પૈસાનેજ પરણાવે છે, નહી કે તેનાં વરને! પણ એકનાં દોષની સજા બીજાને ભોગવવી પડે છે. તે ગરીબ બિચારી બાલકીઓને પોતાનાં દુષ્ટ પીતાની ધનની ઇચ્છાઓ તૃપ્ત કરવા સારૂ આખો ભવ દુ:ખી વિધવાવસ્થામાં ગાળવો પડે છે!! કન્યા વીક્રયનો નિશેધ ધર્મ શાસ્ત્રોમાંબી કીધો છે:—

॥ स्त्री धनानि तुये मोहादुपजीवन्ति बान्धवाः ॥

॥ नारी यानानि वस्त्रं वा ते पापायान्त्यधोगतिम् ॥१॥

અર્થ—"બાપ ભાઇ આદી જે પુરૂશો અજ્ઞાનથી પોતાની દીકરીનું સ્ત્રીધન લે છે અથવા તેથી પોતાનો નિર્વાહ ચલાવે છે તે પાપી પુરૂષો નરકમાં જાય છે." પણ કન્યા વિક્રય કરનારા દુષ્ટ માબાપો શાસ્ત્રનીબી પરવા કરતા નથી. તેમાં કેટલાએક તો આવા ઢોંગી અને ધુતારા હોય છે કે પોતાનાં જામાતૃનાં ઘેર જાય તો તેની ચટાઇ ઉપર બી બેશે નહી, પણ અંદર ખાનેથી પોતાની કન્યાનું બધું ઘરેણું ગાહું, લુગડાલત્તા સુદ્ધાં પચાવી પાડવાને આગળ પાછળ જુવે નહી. શું આ તેઓની ઠગાઇનો નમુનો? શું તેઓની દાંભીક વૃતી? અફસોસ!! ઘણી દીલગીરીની વાત છે કે હજી આપણી જ્ઞાત આવા દુષ્ટ દોષોથી મુક્ત થઇ નથી!!!

આપણાં ધર્મશાસ્ત્રમાં નીચે મુજબ આઠ પ્રકાર લગ્નનાં ગણ્યાં છે:—૧ બ્રાહ્મ ૨ દૈવ ૩ આર્ષ ૪ પ્રાજાપત્ય ૫ આસુર ૬ ગાંધર્વ ૭ રાક્ષસ ૮ પૈશાચ.

૧. વિદ્યા અને સદાચરણવાલા, વગર માંગણી કરનાર એવા વરને સત્કાર પૂર્વક બોલાવી વરકન્યાને લુગડાં ઘરેણાં પેહરાવી વરનું સન્માન કરીને કન્યાદાન આપવું તેનું નામ બ્રાહ્મ વિવાહ છે.

૨. યજ્ઞ થતી વેળા યજ્ઞ કર્મ કરાવનાર બ્રાહ્મણને અલંકાર સહીત કન્યા આપવી તેનું નામ દૈવ વિવાહ છે.

૩. ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વર પાસેથી એક અથવા બે ગાયો અને બળદ લઇને કન્યા આપવી તેનું નામ આર્ષ વિવાહ છે.

૪. કન્યાદાન દેતી વેળા "सहनो चरतां धर्मम् " એટલે બન્ને જણાં તમે તમારો ધર્મપાલો એવું વચન કહીને વર કન્યાનો આદર કરી કન્યા આપવી તેનું નામ પ્રાજપત્ય વિવાહ છે.

૫. કન્યાના બાપને અથવા કન્યાને પોતાને વર દ્રવ્ય આપી અને પછે ખુશીથી તે કન્યાને પરણે તેનું નામ આસુર વિવાહ છે.

૬. વર કન્યાની પરસ્પર ઇચ્છાથી જે સંયોગ થાય છે તે ગાંધર્વ વિવાહ છે.

૭. કન્યાના સગાંવહાલાંને મારી કન્યા રોતી અથવા પોકારતી હોય તો પણ તેને ઘરમાંથી બલાત્કારે હરણ કરી લાવવી અને તેની સાથે લગ્ન કરવું તેને રાક્ષસ વિવાહ કહે છે.

૮. સુતેલી, કેફી વસ્તુનાં ઘેનમાં પડેલી, તથા બેભાન થઇ ગયેલી એવી કન્યા સાથે એકાંતમાં ભોગ કરવો. એવા પાપ કર્મથી જે વિવાહ સંબંધ થાય છે તેને પૈશાચ વિવાહ કહે છે. સર્વ વિવાહમાં આ વિવાહ અધમ છે.

પ્રાચીન કાલે લગ્નો સ્વયંવરથી થતા હતા કે જે ગાંધર્વ વિવાહમાં આવી શકે. તે ઘણાજ પસંદ કરવા લાયક હતા. હાલ આપણાંમા વિવાહ કરતી વેળા વધુવરને ખોટે નામે પણ

તેઓનાં માબાપ તરફથી પુછવામાં આવતું નથી. ને પુછે તોય તેનો શું ઉપયોગ? હું ધરૂં છું કે તે જવાબ દેવાનેબી અસમર્થ હોય એવી સ્થિતીમાં તેઓનું લગ્ન થાય છે. પણ જ્યાં સુધી નિષ્કલંક દાંપત્ય પ્રેમ ઉત્પન્ન નહી થાય ત્યાં સુધી આ સર્વ વિવાહ ધિક્કાર પાત્ર છે.

સત્સ્વામી વગર સ્ત્રીનું લગ્ન અને સતી સ્ત્રી વગર સ્વામીનું લગ્ન એ બે અગ્રાહ્ય છે. પ્રેમની આંખે સુંદર અને કુરૂપ વચ્ચે જુદા પણું હોતું નથી. અંગ્રેજીમાં કેહવત છે કે "Love is Blind" પ્રીતી આંધળી છે. પવિત્ર ડેસડીમોનાં આથેલ્લો કે એક મુર હતો તોપણ તેનો ઉપર શું ઓછો પ્યાર ધરાવતી હતી? જ્યારે તેનાં બાપ તરફથી તેને પુછવામાં આવ્યું કે તે આથેલ્લોને ચાહે છે ત્યારે ડયુકનાં દરબારમાં ઉતર આપ્યું કે "I do perceive here a divided duty; to you I am bound for life and education; my life and education both do learn me, How to respect you; you are the lord of duty; I am hithert your daughter; but here is my husband, and so much duty as my mother show'd to you, preferring you before her father, So much I challenge that I may profess Due to the moor my Lord" આનો ભાવાર્થ આ છે કે "મારા લાયક પીતા અત્રે મારી ફરજ બેહેંચાયલી જોઉં છું. હું મારા જીવીત્વ તથા શિક્ષણ સારૂ તમારી આભારી છું કે જે જીવીત્વ અને શિક્ષણ તમોને કેવી રીતે

માન આપવો તે શિખવે છે તમે મારા પીતા હોવાથી હું તમારી તાબેદાર છું. હજી સુધી હું તમારી પુત્રી છું, પણ આ મારો ભરતાર છે, અને જેવી રીતે મારી માતાએ પોતાના પીતા આગળ તમોને પસંદ કર્યા તેવીજ રીતે હું તમારી આગળ આ મારા પીતને પસંદ કરવાનું ધૈર્ય કરૂં છું." શું આ પ્રેમની પરિસીમા? દાંપત્ય પ્રેમ જેનાં હૃદયમાં પ્રફુલ્લીત થયું છે તે પર પુરૂષ યા પર સ્ત્રી ઉપર કદી પણ કુદ્દષ્ટીથી જોશે નહી તેઓની આંખે પોતાની સ્ત્રી યા પુરૂષજ સુંદર રેહશે પણ હાલ દાંપત્ય પ્રેમ ભાગ્યેજ જોવામાં આવે છે. તેથી કરી વ્યભીચારનો પ્રસાર થતો જાય છે. સ્વામીની અંદર જો સ્ત્રી સ્વામીને નહી જુવે તો ખરી સ્વામી સેવા થવી અસંભવીત છે. અને સ્વામી પણ જો સ્ત્રીનાં હૃદયમાં શક્તિ રૂપીણીને નહી જુવે તો સ્ત્રી સેવા કરવી વધારે અસંભવીત છે. બેનાં મુલમાં જે અદ્વીતીય શકની છે તે સર્વ કામ કરે છે. તેની વિશેષ ઉપલબ્ધી કરવી—જોઇએ; નહી તો લગ્ન નિરર્થક છે. બન્નેનો પ્રેમ પ્રવાહ જે એકને બીજા તરફ ખેંચે છે ને મળે છે તે જેણે નહી જોયો હોય તેણે આ માર્ગે જવું વિડંબના જેવું છે. માટે જેટલા સુધી પ્રેમ લગ્ન શરૂ નહી થાય તેટલા સુધી હાલ થતા લગ્નો નકામા છે. અને તેટલા સુધી પ્રેમ વિવાહનાં લોપથી થતા નુકસાનોમાંથી અને ખરાબ પરિણામોમાંથી છુટવું એવી આશા કરવી ફોકટ છે.

અસલ જ્યારે સ્વયંવર વિવાહ થતા હતા ત્યારે આપણે કેટલા સુખી હતા. હાલ લગ્ન વિંધી વખતે વધુવરોને જે પરસ્પર વચનો આપવા પડે છે તેનાં અર્થ હજારમાંથી ભાગ્યેજ એકાદ

જાણતો હશે! કારણ કે એ વચનોની વિધી સંસ્કૃત ભાષામાં થાય છે. અને તે વખતે બ્રાહ્મણો બોલતા જાય અને વધુવરો નિદ્રાનાં ડોળા ખાતા ખાતા તેનો પ્રતીધ્વની કરતા જાય! તે વચનોનો અર્થ બ્રાહ્મણોભી જવલ્લેજ જાણતા હશે? અરેરે!! શું આ વિપત્તિ? શું લગ્ન આ છોકરાં છોકરીઓની રમત છે? ખરેખર હાલનાં થતાં લગ્નો ઉપર નજર કરશું તો તેવુંજ દેખાઇ આવે છે! પરસ્પરને શું વચનો આપે છે એ જ્યારે વધુવરો જાણતા નથી ત્યારે તેની પૂર્ણતા તેઓ તરફથી થાય એ ધારવું અશક્યજ છે. કાંતો વિધી પ્રાકૃત ભાષામાં થવી જોઇએ નહી કાં તેનો અર્થ વધુવરોને પ્રાકૃત ભાષામાં સમજાવવો જોઇએ.

અહાહા!!! શું આ વચનો! શું તેઓની અમુલ્યતા? તે વખતે અપાતા આ વચનો દરેક વધુવરે પોતાનાં હૃદય પટ ઉપર કોતરી રાખવા લાયક છે! આ વખતે અપાતા વચનોનો અર્થ શું છે તે જુવો:-વર કન્યાને હોમ કર્યા પછી પ્રતીજ્ઞા કરવી પડે છે કે "અમે પરસ્પર પરસ્પરોનું રક્ષણ કર્તા થશું અને પરસ્ત્રી તથા પર પુરૂષ સાથે કદી પણ મોહીત થશું નહી જે પ્રમાણે સુર્યાદીકનો પ્રકાશ અને પૃથ્વીનો સદા સંયોગ રહે છે તેમ આપણે બે જણનો સંયોગ સદા રહેશે. બે મળીને ગૃહસ્થાશ્રમનાં સર્વ કૃત્યો પૂર્ણ કરીશું પરસ્પર પ્રીતી, ધર્મ, વિદ્યા, સન્તાન, પરમેશ્વર તરફ ભક્તી તથા સુવિચાર ઇત્યાદીકને સીદ્ધીને સાથે ગ્રહણ કરીશું ને પરસ્પરને સુખ આપશું." બાજા હોમ કરતી વખત વર વધુ પ્રત્યે કહે છે કે "હે સ્ત્રી મારૂ વૃત, શીલ, સ્વભાવ, અને ગૃહસ્થાશ્રમ વચ્ચે તારા હૃદયને હું ધા-

રણુ કરૂં છું મારા ચીત્તને તારૂં ચીત્ત સદા અનુકુળ રહો. મારી આજ્ઞા એકાગ્ર ચીત્તથી સાંભળી તેનું અમલ કરવું." તેમજ વધુ વર પ્રત્યે કહે છે કે "મારા શીલ સ્વભાવાદીકમાં તમારા હૃદયને હું સ્થીર કરૂં છું મારા ચીત્તને તમારૂં ચીત્ત સદા અનુકુળ રહો અને આપણે પરસ્પર યથા યોગ્ય વ્યવહાર સત્ય ધર્મથી નિત્ય કરીશું. વ્યભાચારને અપ્રીયા ચરણ કદી ન કરીશું." આવી રીતે જે અનેક વચનો અપાય છે તે પ્રમાણે વર્તનારા આપણુને થોડાજ મલી આવશે એનું કારણ ઉપર જણાવ્યુંજ છે.

West minister review માં Is marriage a failure ? નાં મથાળા હેઠળ આવતા પત્રોમાંથી એક પત્રમાં લખેલું છે કે "What a man requires in his wife, in addition to love and tenderness, is sympathy with his work and hobbies: and it is evident that if she does not take an intelligent interest in his pursuits she can not give him that sympahy for which he craves. A wife may perhaps Stimulate an interest she does not feel, but she is bound to be discovered sooner or later with the possible result that the husband goes elsewhere in search of a more congenial spirit.

"The number of happy homes would be largely increased if wives would try to

understand and appreciate their husband's ocupations and pet pursueits instead of turning away with indifference and making not the slightest effort to do so; apparently from a preconceived idea that it lies entirely outside their province, and therefore can have no possible interest for them." આનો ભાવાર્થ આટલોજ છે કે "વધુમાં પ્રીતી અને કોમલતા સાથે પોતાના ભર્તારના કામોમાં અને આવડના વિષયોમાં દીલસોજી ધરાવવાનો ગુણ- જોઇએ અને જો તે પોતાનાં ભર્તારનાં આકાંક્ષા તરફ સુક્ષ્મ લા ગણી ધરાવતી ન હોય, તો સાહજીકજ છે કે તે પો- તાનો ભર્તાર જે દીલસોજી મેળવવા સારૂ પ્રયત્ન કરે છે તેને તે આપી શકે નહી. કદાચ વધુ જે લાગણીઓ અંતઃકરણથી ધરાવતી નથી તે બહારથી દેખાડી શકે પણ મોડે યા વેહલે તે સપડાયા વગર રહે નહી, અને તેનું શક્ય પરીણામ આ આવશે કે તેનો ભર્તાર પોતાને અધીક મળતાવડો સ્વભાવ મેલવવાની શોધમાં બીજી તરફ જશે.

"જ્યારે વધુઓ પોતાનાં ભર્તારનાં ધંધા અને આવડતી આકાંક્ષાઓ શું છે? તે સમજવાનો અને તેનો તોલ કરવાનો પ્ર- યત્ન કરશે ત્યારે સુખી કુટુંબોની સંખ્યા ઘણીજ વધશે. ફકત બહારની આગમજથીજ કરેલી કલ્પનાઓ કે તે વિષયો પોતાની હદ બાહેર છે અને તેથી કરી તે વિષયો માટે કંઇ પણ દીલ- સોજી ન ધરાવતાં તે વિશે બેદરકાર રહી તેઓની આવડતી આ

કાંક્ષાઓ તથા ધંધા સમજાવાનો પ્રયત્ન ન કરવાને બદલે તેઓએ તે આકાંક્ષાઓ સમજી તેઓની ખરી કીંમત કરવી જોઇએ." ઉપરનાં પત્રમાં વધુએ પોતાનાં ભર્તાર તરફ કેવી લાગણી ધરાવવી જોઇએ તે ટુંકામાં સારી રીતી કહ્યું છે.

હવે લગ્ન પ્રસંગે થતા લખલુટ ખર્ચા વિશે વિવેચન કરીશું. સ્વાભાવીક રીતે જ્યારે આપણે ત્યાં કોઇ શુભ પ્રસંગ આવે છે ત્યારે આપણો જીવ આનંદી અને ઉદાર બને છે. અને એટલા વાસ્તેજ આપણામાં લગ્ન અથવા એવા કોઇ બીજા શુભ પ્રસંગે આપણાં સગાં વહાલાં અને મિત્રાને આપણે ત્યાં આપણા ઉત્સાહમાં ભાગ લેવા બોલાવવાનો રીવાજ છે. હાલ એવે પ્રસંગે આપણામાં ઘણાં ખરા નાચ પાર્ટીઓ આપવાનું પસંદ કરે છે. શ્રીમંત લોકો પોતાની મોટાઇ દેખાડવાસારૂ સેંકડો રૂપીઆ ખર્ચી સુંદર મનોવેધક મંડપો બાંધી નાયકણોનો નાચ કરી પોતાની ફરજ પુરી થયેલી સમજે છે. આ બુરો શોક હાલ આપણા ગરીબ વર્ગના ભાઇઓમાં પ્રવેશ કરે છે એ ઘણીજ ખેદકારક બીના છે. ખરા પરસેવાથી ભેગા કરેલ પૈસા આવી રીતે એક રાત્રીમાં ફના ફના થઇ જાય છે એ વીચાર એ બાઇઓને કેમ આવતો નહી હોય? ઘણાખરા લોકો તો આવી નાચ પાર્ટીઓ આપવાથી પોતાના જ્ઞાતીબંધુ અને મિત્રોમાં પોતાની આબરૂ વધેલી સમજે છે. પણ એમાં તેઓ મોટી ભુલ કરે છે. તેઓએ જાણવું જોઇએ કે જે લોકોની નજરમાં તેઓ મોટામાં ખપવા માગે છે તે લોકોજ અંતે તેઓને

વારને હલકો વિચાર બાંધે છે, અને ધીક્કારે છે. આવી નાયક-ણોની નાચ પાર્ટીઓ કરાવી આપણે શું થોડી હાની કરીયે છીયે ? એક તો પાણીની પેઠે પૈસા ખરચી નાંખીએ છીએ ! બીજું એથી કરી નીચ લોકોનું પોષણ કરી અનીતીનં ઉત્તેજન આપીયે છીએં. ત્રીજું એ પૈસા બીજા કોઇ સત્કર્મમાં નહીં ખરચ્યાથી સત્કર્મોને ઉત્તેજન મળતું બંધ થાય છે. એવી રીતે ઘણાં ગેરલાભ થાય છે. આ ઉપરથી ભાઇઓ તમે એમ નહીં ધારતા કે હું ગાયન કળાને નાપસંદ કરૂં છું હું કબુલ કરૂં છું કે ગાયન એ એક નિર્દોષ મનોરંજક વસ્તુ છે પણ આપણાં આર્ય ભુગીનાં દુર્દૈવે કરી એ પ્રશંસનીય સંગીત કળા નીચ લોકોના હાથમાં ગઇ છે. તે પાછી કુલીન વર્ગમાં આવે એવા પ્રયત્ન આપણે કરવા જોઇએ. અને એ તરફ આપણાં ભાઇઓનું ધ્યાન ખેંચ્યાથી કેટલાક ભાઇઓએ એ સારૂ જુદો વર્ગ કહાડયો છે. એ જાણી આપણે ખુશી થવું જોઇએ. ને એ કામમાં તેઓ યશસ્વી થાય એવી જગચ્ચાલક પાસે પ્રાર્થના કરૂં છું. ભાઇઓ જેવી મદ્રાસ ને માઇસુર તરફ કેટલાક લોકોએ ભેગા થઇ નાચ પાર્ટીઓ નહીં કરવાની રીતી દાખલ કરી છે તેવીજ રીતે આપણે પણ કરવાની આવશ્યકતા છે.

પૈસાવાળાઓની નકલ કરતાં ગરીબ વર્ગ આટલાથીજ છુટતો નથી હાલ ઘરેણાની રીત આપણાંમા હદ બહાર વધી ગઇ છે. તેથી કરી સાધારણ વર્ગના લાયક જુવાન પુરૂષોને કુંવારી અવસ્થામાં આખો જન્મારો કાઢવો પડે છે. આપણી સ્ત્રીઓને દાગીનાનો એક જાતનો શોખજ લાગ્યો છે અને કેટલીએક

વખત તો કરજ કરીને પણ દાગીના કરાવે છે. નેં તે કરજનું પરીણામ ધણી ધણીઆણી બન્નેનેં ચાખવું પડે છે. કેટલીએક સ્ત્રીયો પોતાના ધણીની કમાઇનોબી વીચાર કરતી નથી. અને નહાનપણથીજ છોકરાં છોકરીઓનાં ઘરેણાં પાછળ ધણીની મરજી હોય યા ન હોય તોપણ ખર્ચ કરાવે છે આટલું છતાં પણ એવા કીંમતી ઘરેણાં કોઇ વાર તે છોકરાંઓનાં જીવ લેવરાવે છે. નાનપણમાં કરાવેલ ઘરેણાં મોટપણે ઉપયોગમાં આવી શકતા ન હોવાથી પાછા ઘડામણીના કાંકરા કરી નાના ઘરેણાં ભંગાવી મોટા કરાવવાની ફરજ પડે છે. અથવા નાના રાખી મુકી મોટાં કરાવવા પડે છે. અહાહા ! ! ઘરેણાં ગાંઠા કરવાનો આ રીવાજ આપણાં દેશની સ્ત્રીઓની મુર્ખતાનો કેવા પુરાવા છે? એ દેશને કેટલો હાનીકર્તા છે? અલબત એમાં પુરૂષનીબી મુર્ખતા છેજ. ગરીબ સ્ત્રીનાબી ઓછામાં ઓછા ચાર પાંચ હજારનાં દાગીનાં હશે. પણ એજ જો રૂપીઆ બ્યાજે મુકયા હોય તો પચાસ વર્ષની અંદર તેના સાત આઠ ગણી રકમ થાય જે તેની વૃદ્ધાવસ્થામાં યા અડચણ પ્રસંગે ઘણી ઉપયોગી થાય અથવા તેજ પૈસા જો વેપાર, કળા કૌશલ્યાદીકમાં રોકવામાં આવે તો કેટલો ફાયદો થાય વારૂં ? તેનો વીચાર કરવો હું તમોનેજ સોપું છું. આટલી મોટી રકમના દાગીનાં જો કેટલેક વર્ષે વેચવામાં આવે તો તેની ખરચેલી કીમતબી ભાગ્યેજ ઉપજે. એ બેઉ પ્રકારમાં કેટલોં તફાવત છે તેનો વીચાર કરવા જોઇએ. આ હીસાબ આપણી સ્ત્રીઓએ જરૂર યાદ રાખવો જોઇએ તેઓએ વીચાર કરવો જોઇએ કે ઘરેણાં રાખવામાં ફાયદો છે કે તેટલા રૂપીયા બ્યાજુ

રાખવામાં છે. આટલામાં શું? એમ કેહનારીઓએ તો ખુબ યાદ રાખવું જોઇએ કે તેટલાનાં તો પચાસ વર્ષે આઠ ગણાં થાય છે. જે અડચણના વખતમાં અતી ઉપયોગી થઈ પડશે.

કેટલાએકનો વીચાર હોય છે કે ગરીબ હોય તે નહીં પણ પૈસાદાર હોય તે શા વાસ્તે ઘરેણાં લુગડાં ન કરાવે? પૈસાદારને જો ઘરેણાં હોય તો જરૂરને વખતે બહુ ઉપયોગી થઇ પડે, એ વાત ખરી હોય તો તે વીશે આપણે વીચાર કરવો જોઇએ; આપણે ઘણીવાર જોઇએ છીયે કે જેઓ કોડાધિપતી હતા તેઓ પાયમાલ થઇ ગયા છે, અને તેઓનાં ઘરેણાં ગાંઠા વેચઈ ગયા છે; અને કોઇ વાર તે ઘરેણાંએ તેઓની આબરૂ તો બચાવી નથી પણ તેઓનું ગુજરાન તો ચાલતું કર્યું છે. અથવા એ ઘરેણાંએ કોઈક પ્રસંગે દેવું બે ચાર આના પતાવી દીધું છે. લાખો રૂપીઆનું ઘરેણું હોય તો તે અરધી કીંમતે મહા મુસીબતે વેંચાયું છે અને તેટલા રૂપીઆ તેનું કરજ પતાવવા અથવા તેણું ગુજરાણ ચલાવવા કામ લાગ્યા આ વાત આપણાથી ના પડાય એમ નથી. પણ એજ રૂપીઆ જો સારી જમીનગીરીમાં રોકવામાં આવત અથવા ગવર્નમેંટ લોન લીધી હોત તો બ્યાજ આવત તે જુદું અને અસલ રકમ તો કાયમની કાયમજ રહેત જે પ્રસંગ વખતે કામ આવત.

ઘરેણાં ગાંઠાને બદલે જે માણુસ વેપાર રોજગારમાં આટલું નાણું રોકે છે તેનેથી વધારે ફાયદો થાય છે, વેપારીનેથી કેટલીક વખત ખોટ જાય છે એ ખરૂં છે પણ જો બધા વેપારી એ વીચાર અગાઉથીજ કરે તો વેપાર મુદલ થાયજ નહીં, વેપાર કરનાર લાભની આશાથીજ કરે છે. પણ દૈવેચ્છાથી ખોટ જાય તો તેનો કાંઇ ઉપાય નથી. પણ ઘરેણા કરનાર જાણે છે કે

દર વર્ષે ફાયદાને બદલે ગેરફાયદોજ થતો જાય છે. પણ જુઠી ફીસ્યારીથી ને શોભાની આશાથી કરાવે છે. તેમાં વળી ઓછામાં પુરૂં આપણાંમાં સોનાનાં દાગીનાંને બદલે હીરા મોતીનાં દાગીના કરાવવાનો શોખ વધતો જાય છે. એ દાગીનાં લેતી વખત પાણીનાં પેઠે પૈસા ખરચે છે. વારૂ એટલું છતાં આ દાગીનાં હમેશ વપરાય છે કે ? નહીંજ ! ભાગ્યેજ ! વરસમાં એકાદ દહાડે ! ! તે દાગીનાં તો પેટીઓ અને ત્રીજોરીઓ સુશોભીત કરવા અર્થેજ છે ! ! વળી આવા દાગીનાં કંઈ સાધારણ પેટીમાં મુકાય કે ? નહીંજ ! આવા દાગીનાઓ તો ખાસ બનાવેલ મખમલની પેટીઓ અને ત્રીજોરીઓ જે ચબના મેકરની હોય તેમાંજ શોભે ! ! ! તેનાં પાછળજે વળી હજાર બારસો રૂપીઆ ખરચવા પડે તે તો શું હીસાબમાં ! ! ! અને વળી આ કીંમતી મખમલની પેટીઓ અને ત્રીજોરીઓ ની ચાવીઓ રાખવા સારૂ સોનાની યા રૂપાની નવી ફેશનનાં લટકતા કડીનાં ઝુમકા જોઈએ તેની તે કંઇ કીંમત લેખાય ? તે તો સેહેજમાંજ થાય છે ! ! અરે રે ! ! શું આ પૈસા ખરચવાની રીતીઓ ? દહાડે દહાડે જે નવીન ફેશનો નીકળે તે ઓછીજ છે ! હજી સુધી કુંચીઓ રાખવા સારૂ હીરા મોતીનાં ઝુમકા નિકલ્યા નથી એ જગતપાલકનો ઉપકાર માનો ! ! અને નિકલ્યા હોય તોય કોણ જાણે છે? એ કંઇ અસંભવનીય નથી!! ભાઇઓ ! ! હજી પણ કંઈક વીચાર કરો અને આ નાશકારક રીવાજ તથા મુર્ખાઇ ભરેલી ફેશનો આપણામાં આવતી અટકાવો ! !

પરણતી વખતે જે પેહરામણી કરવામાં આવે છે તેમાં પણ કંઇ ઓછું ખરચ થતું નથી. તેમાંથી મોટો ભાગ તો વૃથા જાય છે. અને પેહરામણીનાં પ્રમાણમાં પુત્રી કે જમાઇને ઘણું

ઓછું મળે છે. એ પેહરામણી પાછળબી હજારો રૂપીયાનું ખરચ થાય છે. 'જે તદન નિરૂપયોગી છે. તે તો એક બાજુ રહયું પણ કુંવારે નાતરે પોરણુ થાય છે તેમાં પણ સાધારણ વર્ગનાં માણસને હજારથી દોઢ હજાર રૂપીઆ ખર્ચ થાય છે. આ ખર્ચ કંઈ પણ કામનો નથી. હવે જેવી રીતે દાગીનામાં લખલુટ ખર્ચ થાય છે તેવીજ રીતે કપડાઓમાંબી થાય છે. આજે વેશ વાગા વીગેરે થાય છે તેમાંથી જવલેજ કોઈક કપડો હંમેશ વાપરવામાં આવતો હશે. તે કપડા તો માત્ર કબાટ શુશોભીત કરવા માટેજ।

કુંવારાપણમાં જે વેશવાગા થાય છે તેનાં ઉપર કન્યાનાં બાપ પોતાનોજ હક શાબીત કરે છે. જે માબાપો સમજુ હોય છે તે આ વેશ વાગા કન્યાને તેમાં વધારો કરી પાછા આપે છે, પણ કેટલાએક તો પચાવીજ પાડે છે!! આવી રીતે કન્યાનો માલ ઓળાં કરવાને તેઓનાં મતે શાસ્ત્ર આંડુ આવતું નથી! પણ કન્યાને ઘેર ચટાઈ ઉપર બેશી ચાતો પાણી પીયે તો માત્ર તેને શાસ્ત્ર મહત્પાપી ગણે છે!!! આ કીયા શાસ્ત્રમાં હશે વારૂ? અરે! એતો તેઓનાં ખાસ મતલબ શાસ્ત્રમાંજ મળી આવશે!!! તમોને તે શાસ્ત્રની ખબર નહી પડે! અરેરે! શું આ તેઓની કલ્પનાઓ!! શું તેઓની અકકલનો નમુનો!! શું તેઓની બચાવ કરવાની વાકપટુતા!!! એવા નીચ પુરૂષો ખરેખર ધીક્કાર પાત્ર છે!!!

આપણામાં આ પ્રસંગની બીજી ખરચાલુ રીત જમણવારની છે. આવા પ્રસંગે નાત જમાડવા પાછળબી હજારો રૂપીઆનો ખર્ચ થાય છે. આવાં જમણવારમાં થતા અન્નના બીગાડ તરફ જો આપણે નજર કરીએ તો આપણને કંપારી છુટે!! જે અન્ન મેળવવા સારૂ આપણે એટલી મેહનત અને કષ્ટ વેઠીયે છીયે

તે અન્ન આપણે બગાડીયે એ કેટલી વીચીત્રતા છે? એનો વીચાર કરવો હું તમારી ઊપરજ સોંપું છું.

હવે લગન પ્રસંગે આપણામાં ગવાતા ગીતો વીશે વીચાર કરીશું. આ ગીતો ગાવા આવનાર સ્ત્રીઓને નારીયલનાં પૈસા આપવામાં આવે છે તે રકમ બી કંઈ બીજા થતા ખરચોથી પાછી હટે એવી નથી અસલ આવા પ્રસંગે ખારક બદામ વીગેરે અપાતી હતી, ને તેનાં બદલામાં હાલ રૂપા નાણું થયું છે. બીજી બધી રીતો સાથે આ રીત પણ વધે એમાં કંઈ નવાઇ નથી. એ ગીતોમાંથી કેટલાએક અસલથી ગવાતા ગીતો જો આપણે બારીકીથી તપાસશું તો તેના ઉપરથી આપણી અસલની રીતીભાતીઓની કેટલાએક હકીકત મળી આવે છે એ ગીતો ઉપરથી આપણામાં આગળ સ્વયંવર વીવાહ થતા હતા એ સેહલથી સીદ્ધ થાય છે. પણ આ ગીતોમાં કેટલાએક હાલ ગવાતા ગીતો જેને ફટાણા કહે છે તે તો એટલા નીલજ હોય છે કે કંઈ પુછોજમાં! હોળીનાં દાડામાં રસ્તામાં પુકારતા છોકરા બી આ ગીતોમાં આપતા શબ્દો તે દાડામાં બોલતા અચકાશે! પણ આપણી સ્ત્રીઓ!! પુછોજશુ? તેઓતો આવા શુભ પ્રસંગે એક બીજા તરફના મશ્કરી કરવાનો પોતાનો હક સમજી બીનધડક મોટે સાદે એક બીજાઓને ઉઘાડા શબ્દો બોલે છે? તેઓ બીચારીઓ આવા પ્રસંગમાં એ શબ્દો નહીં તો બીજા કીયા વખતે બોલશે વારૂં?!! કંઇ આવા ટાંકણાં વારંવાર આવનાર છે?!! ભાઇઓ?? સ્ત્રી શિક્ષણનાં અભાવનું આ પરીણામ છે.

પ્રીય સદ્બંધુઓ! આ વિષય ઉપર જેટલું બોલવું તેટલું થોડુંજ છે માટે આ વિષય પુરો કરતાં તમોને એટલીજ વિનંતી કરશું કે તમે તમારા છોકરાઓનું ભલું ઇચ્છો છો—તો તેઓનું

હીત કરવા—તેઓને સુશિક્ષીત કરવા—તેઓને કેળવનવાન કરવ તેઓની પરસ્પરની પ્રીતીની વૃદ્ધી અને તેઓને હિમતવાન કરી યશસ્વી કરવા તેઓને કુમળી વયમાં ના પરણાવો. પણ તેઓ યોગ્ય ઉમરે પહોંચ્યા પછી તમારી સંમતીથી તેઓને ઇચ્છાલગ્ન કરવાદો !! લગ્ન પ્રસંગે થતા નિરૂપયોગી ખર્ચો તથા ધીક્કારવા જોગ રીતીઓ કહાડી નાંખી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપો. જો તમે હીંમતથી કોઇબી સારૂં કામ કરવા બહાર પડશો તો તેમાં જશ મેળવશો એમાં કંઇ સદેહ નથી.

છેવટે હું વિશ્વપાલક પાસે એટલીજ પ્રાર્થના કરૂં છું કે નઠારી રીતો આપણામાંથી કહાડી નાંખવાનો યત્ન કરવા તેમજ આપણી ગ્નાતી ઉચ્ચ પંકતીમાં આણવાનો યત્ન કરવા આપણા ભાઇઓને તે પ્રેરણા કરે અને હાલ જેમ આપણે વ્યાપારીક કામોમાં હિંદુસ્થાનમાં આગેવાની ધરાવીયેં છીયેં તેમજ વિદ્યા બુદ્ધી ગ્નાન ને શરીરમાં પણ આગેવાની ભોગવતા થઇએ. !!! અસ્તુ.

ત્યારબાદ પ્રમુખ ભાઈ સુંદરદાસ ધર્મસીંહે ભાષણ કર્તાના વિચારો ઉપર બોલતાં જણાવ્યું કે:—આપણા ભાષણકર્તા ભાઈ પુરૂષોતમ ૨૨ વર્ષના યુવાન પુરૂષ છે. તોપણ વૃદ્ધ માણસને બોધ આપે એવો વ્યાખ્યાન તેણે આજ દિને આપેલ છે તેટલા માટે હું ધન્યવાદ આપું છું.

જેસલમીરવાલા ભાટીઆ સાથે વ્યવહાર કરવા બાબત ભાષણમાં જે ઇસારો કરવામાં આવ્યો છે તે સંબંધમાં જણવું જે જેસલમીરના ભાટીઆઓ આપણીજ નુખના છે અને ૫૦ વર્ષની વાત મુને યાદ છે કે જ્યારે તેઓ સાથે આપણે જમણ વ્યવહાર હતો અને તે વખતથી તે આજ સુધી તે ચાલુ રહેલો જોવામાં આવ છે. જેસલમીરના ભાટીઆઓને હું મુંબઈ આવ્યો તે પછી આપણી મહાજનવાડીમાં જમતા મેં જોયા છે.

અને શાહબંદર તથા મુલતાનના ભાટીઆઓ સાથના વ્યવહારની બિના આપણા મસકતી ભાઇઓ સારી રીતે જાણે છે; અને શાહબંદરવાળાઓ સાથે આપણે વરણી પરણીનો વ્યવહાર છે એ સર્વ કોઇને માલમ છે.

બાળવિવાહના સંબંધમાં મારે કહેવું જોઇએ કે આપણા ધર્મશાસ્ત્ર તથા વૈદક શાસ્ત્રમાં પણ એ બાબતની મના કરેલ છે, અને તે પ્રમાણે પુરૂષની ઓછામાં ઓછી ૨૦ થી ૨૫ ની અને સ્ત્રીની ૧૬ વર્ષની પરણવા લાયક ઉમર ઠરાવેલી છે પરંતુ હાલના કેટલાક સ્વાર્થિ શાસ્ત્રી પુરાણીઓ તેને ઠેકાણે જુદોજ પ્રબંધ બતાવી શાસ્ત્રથી બિનવાકેફ ભોળા લોકોને બ્રાંતિમાં નાંખે છે. સર્વમાન્ય સ્મૃતિકાર **મનુ** તો વલી એમ પણ કહે છે કે સ્ત્રીને રૂતુ પ્રાપ્ત થવા પછી ત્રણ વર્ષ પછી, પુરૂષ સાથે સહવાસ કરવામાં આવે તો તેથી ઉત્પન્ન થએલી પ્રજા, બળવાન, બુદ્ધિમાન અને લાંબા આયુષ્યવાલી થાય. જો વલી રૂતુકાળનો કોઇ વાંધો લે તો, મનુમાં તો એથી પણ વધારે છે કે કન્યાને યોગ્ય પતિ ન મલે તો જન્મ પર્યંત કુંવારી રહે તોપણ વાંધો નથી.

આપણી જ્ઞાતિમાં કેટલાક વૃદ્ધ વયે પરણે છે તેથી થતી ખરાબી વિશે ભાષણ કર્તાએ જે ઇસારો કર્યો છે તે લક્ષ આપવા યોગ્ય છે એ રિવાજ તરફ દરેકે ધિક્કારની નજરે જોવું જોઇએ. અત્રે હાજર રહેલ મારા મિત્ર ભાઇ કરશનદાસ લક્ષ્મીદાસ જેમની ઉમર હાલ ૪૮ વર્ષની છે, તેમની સ્ત્રી જ્યારે ત્રણ વર્ષ ઉપર ગુજરી ગઇ ત્યારે ફરી લગ્ન કરવા સ્વાભાવિક રીતે તેમની ઉપર લાગતા વલગતાઓ તરફથી પુરતું દબાણ કરવામાં આવ્યું, પરંતુ તેમની મરજી એ કામ વિરૂદ્ધ હોવાથી તેઓ આ બાબતમાં દૃઢ રહ્યા અને લગ્ન કરવા સાફ ના પાડી. આ ભાઇને ધન્યવાદ

ઘટે છે, અને એમનો દાખલો બીજાઓ લઈ વૃદ્ધ વય બીજી ત્રી-જીવાર પરણનારાઓ જેઓ ખરેખર પરણવા લાયક યુવાનોના હક ઉપર તરાપ મારે છે તેઓએ તેમના પ્રમાણે વર્તવા નિશ્ચય કરવો જોઇએ.

લગ્નાદિ પ્રસંગો ઉપર થતા લખલુટ ખરચોના સબંધમાં જે વ્યાખ્યાનકર્તાએ કહ્યું તે ખરૂં છે એવા ખરચો જ્ઞાતિને હાની કર્તા છે. આપણામાં લગ્ન વખતે જે પેહેરામણી આપવાનો રિવાજ છે તેમાં વરના સગાંઓ લુગડાનો એક એક કટકો લઈ જાય છે, અને જોકે વરને તેમાં વિશેશ લાભ તો હોતોજ નથી. પરંતુ આપનારના ઘરમાંથી તો વ્યર્થ પૈસો ખરચાઈ જાય છે આ બાબતમાં એક ગ્રહસ્થે જે ડહાપણ ભરેલું પગલું ભર્યું હતું તે હું જણાવીશ તેણે પેહેરામણીના લુગડાના કટકાઓ જાહેર રીતે આપવાને બદલે પોતાના જમાઇને બોલાવી રૂપીઆ ૨૦૦૦ રોકડા આપી દીધા. આ રૂપીયાનો કંઈ અંશે સદ્ઉપયોગ થશે, અને નિરૂપયોગી લુગડાં છુટાં છવાયાં આપવા કરતાં એકજ ધણીને આવી રીતે આપવુ પ્રશંસનિય છે.

આપણામાં કન્યાઓ નાની વયે પરણીને તુરત સાસરે રહેવા જાય છે એ ચાલ ઘણીજ માઠી છે, અને તેમાં ઘણા ગેરફાયદાઓ થાય છે. હલકી વર્ણના લોકોમાં પણ એવો રિવાજ નથી, તેઓમાં પણ જ્યાં સુધી રૂતુ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી રાત્રીએ સાસરે રહેવા દેતાં નથી, માટે આ રિવાજની વિરૂદ્ધ નાપસંદગી જાહેર કરી આ મંડલે યોગ્ય ઉપાયો લેવા જોઇએ. અને તે રિવાજનો અટકાવ કેમ કરાય તે બાબત વિચાર કરવો જોઇએ.

બાદ ભાષણકર્તાનો તથા હાજર રહેલ ગ્રહસ્થોનો ઉપકાર માની પ્રમુખે પોતાનું બોલવું સમાપ્ત કીધું હતું.

જાહેરખબર.

# ભાટિયા પ્રકાશ.

કેવલ ભાટીયા ભાઇઓના લાભ માટે આ ચોપાન્યું દર મહીનાની શુદ ૧ ને દીને બહાર પાડવામાં આવે છે. તેમાં કેવલ ભાટીયા ભાઇઓના લાભનાજ વિષય ચરચવામાં આવે છે. એનું મુખ હેતુ ભાટીયા ભાઇઓ ચડતી સ્થીતીમાં આવે તે માટેના બની શકતા દરેક પ્રયત્નો કરવાના છે.

અધિપતિ,

દામોદર રવજી

વ્યવસ્થાપકો.

દામોદર સુંદરદાસ તથા વલ્લભદાસ રણછોડદાસ

વાર્ષિક લવાજમ રૂ. ૧.

પોસ્ટેજ આખા હીંદુસ્તાનમાં મફત.

ઓફીસ.

ધી. લખમીદાસની કું.

પુસ્તકો વેચનાર તથા પ્રગટ કરનાર

કોટ, પારસીબજાર, મુંબઈ.